જુનાગઢ સ્ટેટના કેળવણી ખાતાએ ટેક્સ્ટબુક તરીકે મંજુર કરેલી.

સંસ્થાન

# જુનાગઢની બાળ ભૂગોળ.

ગુજરાતી પ્રાથમિક બીજા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે

લેખક અને પ્રકાશક

**નાનચંદ જશરાજ વખારીઆ,**

તાલુકા સ્કૂલ માસ્તર; ભેંસાણ (જુનાગઢ).




આવૃત્તિ સાતમી. પ્રત ૬૦૦૦. ઈ. સ. ૧૯૨૧.

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં સુખચંદભાઇ ત્રીકમલાલે છાપી.

ઠે. કાળુપુર ટંકશાળ—અમદાવાદ.

કીંમત બે આના.

# પ્રસ્તાવના.



સને ૧૯૦૨ અને ૧૯૧૩ માં નામદાર સરકારે નવાં ધોરણો મંજુર કર્યાં છે; તેમાં બીજા ધોરણમાં ભૂગોળના વિષયમાં ' પ્રત્યક્ષ અવલોકનથી બે સ્થળ વચ્ચેનું અંતર, કદ અને દિશાઓના શિક્ષણ સાથે સંસ્થાનની ભૂગોળનું નકશામાંથી સામાન્ય જ્ઞાન આપવાનું ઠરાવ્યું છે,' તેથી આ રાજ્યની પ્રાથમિક શાળાઓમાં સંસ્થાન મજકુરની ભૂગોળ શિખવવાનું ઠર્યું છે.

ઉક્ત હેતુ સચવાય અને બીજા ધોરણના વિદ્યાર્થીઓના હાથમાં મૂકી શકાય એવી ભૂગોળની પ્રવેશ પોથીની સંસ્થાનની નિશાળોમાં જરૂર જણાઈ. આ ધોરણ માટે ભૂગોળની ચોપડી લખવાને સારૂ આપણી ભાષામાં આ વિષયના સાહિત્યનો સાધારણ રીતે અભાવ છે; પરંતુ અંગ્રેજી ભાષામાં ધોરણવાર ભૂગોળની ઘણી ગ્રંથમાળાઓ જુદી જુદી પદ્ધતિથી લખાયલી છે, તેનું મારી શક્તિ અનુસાર અવલોકન કર્યું; તેથી એકાદ સચિત્ર અને નકશાવાળી ગુજરાતી પ્રાથમિક શાળાઓ માટે ગ્રંથમાળા તૈયાર કરવાનો વિચાર ઉત્પન્ન થયો. પરંતુ ઉપર કહ્યું તેમ આ વિષયમાં સાહિત્યનો અભાવ અને તે તન, મન ને ધનનો વ્યય કરી મેળવવા જતાં અધિકાર કે વગ વિના મળતું નથી; તોપણ જે મળે તેથી બને તેટલું કરવું એ ઉદ્દેશથી પ્રાથમિક ભૂગોળ ગ્રંથમાળાના પહેલા અંક તરીકે સંસ્થાન જુનાગઢની બાળ ભૂગોળ તૈયાર કરીને શિક્ષકોની સન્મુખ મૂકી છે. તેમાં મારી શક્તિ પ્રમાણે હકીકત, ચિત્રો અને રંગીત નકશો મૂકીને શાળોપયોગી કરવાનો શ્રમ લીધો છે; તેમજ તાલુકા સ્કૂલોના મહેરબાન હેડમાસ્તરો અને ખાતાના અનુભવી અધિકારી સાહેબોએ કરેલી કીમતી સૂચનાઓનો અમલ કર્યો છે. છતાં કોઇ શિક્ષકને કંઇ દોષ માલુમ પડે તો તે દરગુજર કરીને સૂચના કરશે તો અન્ય આવૃત્તિમાં સહર્ષ સુધારવામાં આવશે.

શિક્ષકોએ પહેલી ૭ આવૃત્તિને જેવો આદર આપ્યો છે તેવોજ આ આવૃત્તિને આપશે એવી આશા રાખવામાં આવે છે.

સેંસાણ, ( જુનાગઢ )
તા. ૧-૮-૨૧ સોમ.

લી. કર્તા.

# શિક્ષકોને સૂચના.

આ ધોરણના શિક્ષકોનો ઘણો ભાગ અન્ટ્રેન્ડ હોવાથી ભૂગોળ શિખવવાનો ખરો માર્ગ જાણતા નથી. ભૂગોળની ચોપડી પહેલેથી છોકરાઓના હાથમાં આપીને તેઓ પસંદ કરેલાં સ્થળો પાઠ કરાવે છે; અને તેજ પરબાર્યાં નકશામાં બતાવે છે; તેથી આ વિષયમાં બાળકોને રસ પડતો નથી. તેઓ શિક્ષકના હુકમ પ્રમાણે આંક-ધાતની પેઠે મોઢેથી બુમો પાડતા તથા નકશામાં જોઇને ભૂગોળનાં સ્થળોનો મુખપાઠ કરતા માલુમ પડે છે. ભૂગોળ શિખવવાની આ રીત પસંદ કરવા લાયક નથી એ સર્વે શિક્ષકો કબુલ કરશે.

વિષયની શરૂઆતમાં બાળકોના હાથમાં ચોપડી હોવી નહિ જોઇએ. પણ અભ્યાસ પાઠ અપાઇ રહે એટલે જેટલો વિષય શિખવવાનો હોય, તેટલો ચોપડીમાંથી શિક્ષક વાંચી બતાવવો; અને પછી તેટલાજ ભાગનું પુનરાવર્તન કરાવવું. શિક્ષકે પહેલાં બાળકોને તેના ડાબા જમણા હાથની ઓળખ તાજી કરાવવી, પછી ડાબા જમણા ફેરવવા; ડાબા હાથ તરફ ફરવું તે ડાબું ફરવું કહેવાય, અને જમણા હાથ તરફ ફરવું તે જમણું ફરવું કહેવાય, એમ સમજણ પાડવી. ડાબી બાજુએ કઇ કઇ વસ્તુઓ છે જમણી બાજુએ કઇ કઇ વસ્તુઓ છે. ડાબી બાજુએ જે જે વસ્તુઓ છે તેને ઉપાડયા વિના આપણી જમણી બાજુએ કરી બતાવો. તેમજ જમણી બાજુએ જે વસ્તુ છે, તે ડાબી બાજુએ કરી બતાવો. એજ રીતે આગળ પાછળનો ફેરફાર કરતાં શિખવવું. આપણા ફરવાથી ડાબું હોય તે જમણું, જમણું હોય તે ડાબું; આગળ હોય તે પાછળ, અને પાછળ હોય તે આગળ થાય છે. આ વાત ઘણાં ઉદાહરણો આપીને બાળકોના મનમાં ઠસાવવી. જેથી તેઓના મનમાં નક્કી કરવું કે ડાબું જમણું અને આગળ પાછળ એ કોઇ એકજ સ્થળ સાથે સમ્બન્ધ રાખતાં નથી; પણ જોનારની સ્થિતિ ઉપર આધાર રાખે છે. એટલે એક માણસને જે વસ્તુઓ ડાબી બાજુએ આવે

છે, તેજ વસ્તુઓ તેનાથી વિરુદ્ધ ઉભેલા માણસને જમણી બાજુએ આવે છે. આટલું શિખ્યા પછી દિશાઓ શિખવવી. દિશાઓ શિખવવા માટે છોકરાઓને સવારમાં ઉગતા સૂર્યનાં દર્શન કરાવીને કહેવું કે સુરજ ઉગે છે, તે બાજુને ઉગમણી દિશા કહે છે. સાંજે આથમતો સુરજ બતાવીને કહેવું કે જે બાજુએ સુરજ આથમે છે, તેને આથમણી દિશા કહે છે આ દિશાઓ સામસામી છે તે વાત પ્રત્યક્ષરીતે પડછાયા ઉપરથી સમજાવવી. પછી સવારે સુરજ તરફ મોં રખાવીને બાળકને ઉભો રાખવો, તેના બે હાથ, ખભાને સમાંતર લાંબા કરાવવા; તેથી જમણા હાથ તરફ જે દિશા આવે તે દક્ષિણ દિશા; અને ડાબા હાથ તરફ જે દિશા આવે તે ઉત્તર દિશા કહેવાય છે એમ કહેવું. દિશા શિખવવાને માટે ભૂગોળમાં પહેલું ચિત્ર આપ્યું છે તે બતાવીને સમજાવવું. પછી તે દિશાઓનો ઓરડાની ચાર દિશા સાથે સમ્બન્ધ જોડવો; ઓરડાના ખૂણા બતાવવા, તેની બે બાજુ વચ્ચે જેમ ખૂણો પડે છે, તેમ બે દિશા વચ્ચે ખૂણો પડે છે. આને માટે ચોપડીમાં બીજું ચિત્ર આપ્યું છે તે બતાવીને સમજાવવું. બની શકે તો ઓરડાની જમીન ઉપર આવું દિશાદર્શક ચિત્ર હમેશ ટકે એવું કાઢવું, ચાર દિશા ને ચાર ખૂણા આવડયા પછી ઉપર આકાશ અને નીચે જમીન એ બે દિશાઓ વધારતાં કુલ દશ દિશાઓ થાય છે તે કહેવું. ત્યાર પછી જે ઓરડામાં વર્ગ બેસતો હોય તે ઓરડાને ફુટ, ગજ કે અમુક માપવડે ભરાવવો, પછી કાળું પાટિઉં ભોંય ઉપર પાથરીને તેના ઉપર દિશાઓ માંડીને ફૂટ કે ગજનો અમુક સ્કેલ લઇને ભોંય તળીઆનો નકશો કાઢવો, તેથી સમજાવવું ઠીક પડશે. કે ઓરડાની જગા મોટી છે અને આ નકશો નાનો થયો. પછી આખી નિશાળનો નકશો કાઢીને તેની સાથે કમ્પાઉંડ, આસપાસની સડકો તથા મહોલ્લાઓ વગેરે જોડવા; તેમજ દરેક દિશાએ જે જે ધરો, ચોક કે બજારો આવ્યાં હોય તે તે વિદ્યાર્થીઓને પૂછીને ચીતરવાં, એરીતે ગામનો નકશો પાથરેલા પાટિઆ ઉપર કાઢીને દિશાના સમ્બન્ધ સાથે શિખવવો.

ગામનો નકશો શિખવ્યા પછી આસપાસ નદી, તળાવ, ડુંગર, સડક કે રેલવે હોય તેનું પ્રત્યક્ષ અવલોકન કરાવીને તેનાં નામ આકાર સાથે

પાટિઆના નકશામાં લખવાં; ત્યાર પછી પોતાનું ગામ કયા મહાલમાં આવ્યું છે તે પૂછવું; અગર શિક્ષકે પોતે કહેવું. આટલું થયા પછી પાથરેલું પાટીઉં ઊભું કરીને ઘોડી ઉપર ચઢાવવું, જેથી ઉત્તર દિશા ઉપર, અને દક્ષિણ દિશા નીચે આવશે, તે ઉપરથી સમજાવવું કે જમીન ઉપરની ઉત્તર દિશા ને ઘોડી ઉપરની ઉત્તર દિશા એ બન્ને એકજ છે. પછી નકશો ઘોડી ઉપર કે ભીંત ઉપર લટકાવવો, ને તેની દશાઓ ઉપર કહ્યા મુજબ ઓળખાવવી. ત્યાર બાદ પોતાનું ગામ તથા મહાલનું ગામ બતાવવું. મહાલનું ગામ પોતાના ગામથી કઇ દિશાએ આવ્યું છે, તથા કેટલે છેટે આવ્યું છે તે પૂછવું અથવા કહેવું. મહાલના ગામ સાથે પોતાના ગામને જે જાતનો સમ્બન્ધ હોય તે કહેવો અને કસ્બામાંથી જે જે અમલદારો પોતાના ગામમાં આવતા હોય તે તે યાદ કરાવી સમ્બન્ધ જોડવો.*

દિશાઓનું જ્ઞાન પાકું થયા પછી નકશામાં જુદા જુદા રંગ તરફ ધ્યાન ખેંચીને પ્રથમ જમીન અને પાણીનો ભેદ જણાવવો. પછી જુનાગઢના રાજ્યની દક્ષિણે અને પશ્ચિમે દરીઓ છે, તેનો રંગ વાદળી છે, રાતા રંગવાળો મુલક ખુદાવંદ નવાબ સાહેબનો છે, વચ્ચે વચ્ચે બીજા રંગવાળા ભાગો આવેલા છે. તે બીજા રાજાના છે એમ જણાવવું; અને રંગ વિનાના સરહદનાં રાજ્યોની પણ સમજુતી આપવી. આ વખતે બાળકોને સમજાવવું કે નદી વાંકીચુકી ને જાડી પાતળી લીટીઓથી બતાવી છે. તળાવ કે સરોવર મોટા કુંડાળાથી પર્વતો કાનખજૂરાના પગ જેવી લીટીઓથી, નાનાં ગામો નાનાં મીંડાંથી અને મોટાં ગામો મોટાં મીંડાંથી દેખાડવામાં આવ્યાં છે. પાકી સડક અને રેલવેના રસ્તાઓની ઓળખ નકશો જોવરાવીને તથા વ્યાખ્યામાં આપેલું ચિત્ર બતાવીને પાડવી.

મહાલો અને ગામો શિખવતી વેળાએ તે જાણવા જેવી પેદાશ, આસપાસ કાંઇ જોવા જેવું હોય, તે ભૂતળ રચના, નદી, તળાવ, પર્વત કે દરીઆ કિનારો પાસે આવ્યો હોય તો તે પ્રત્યક્ષ બતાવીને તેની વાત સમજાવવી, વહીવટદાર મુનસફ અને ફોજદાર જે જે વખતે ગામમાં

* આ વખતે બીજી ચોપડીના ૩૬ થી ૪૦ પાઠ અભ્યાસમાં વાંચવા.

આવતા હોય, તે તે પ્રસંગ યાદ લાવીને તેમની કામગીરી ટુંકામાં કહેવી. રાજા ક્યાં રહે છે, તે કહી કે કહેવરાવીને તેનું નામ તથા જાત શિખવવાં. તેમજ હાલનો રાજકારભાર કોણ અને શી રીતે ચલાવે છે, તે રાજ વહીવટની હકીકત આપી છે, તે વાંચીને બાળકોને સમજાવવી. નદીઓના વહન ઉપરથી જમીનનો ઢાળ બતાવવો. નદી એક કરતાં વધારે મહાલમાં થઇને વહેતી હોય તે તથા તેના ઉપર આવેલાં ગામો કહેવાં, ને મૂળથી મુખ સુધી બતાવતાં શિખવવી. મહાલમાં ડુંગર હોય તો તેની ઉંચાઇ, તે પરનાં દહેરાં વગેરે જે હકીકત જાણવાલાયક હોય તે, તેમજ જાત્રા સંબંધી દંતકથા હોય તે સહેલી ભાષામાં કહેવી.

દિશાઓ પછી વ્યાખ્યાઓ આપી છે તે બધી સાથે શિખવવાની જરૂર નથી; પણ મહાલના વર્ણનમાં જેમ જરૂર પડે તેમ કુદરતી સાધનો પ્રત્યક્ષ બતાવીને અથવા જમીન ઉપર તેના ઘાટ બતાવીને શિખવવી. મહાલનાં ગામ ને વસ્તીના આંકડા મુખપાઠ કરાવવાની જરૂર નથી. પણ મહાલોનું નાનામોટાપણું સમજાવવાને માટે આપ્યા છે. તેમજ રાજવહીવટની હકીકત આપી છે તે અક્ષરે અક્ષર પાકી કરાવવાની જરૂર નથી, પણ મહાલના વર્ણનમાં જેમ જરૂર પડે તેમ તેની મુખ્તેસર હકીકત કહેવી. મતલબ કે બાળકો ઉપર વિશેષ બોજો ન પડવો જોઇએ; પોતાના મહાલની હકીકત વિશેષ કહેવી; અને બીજા મહાલોની સામાન્ય હકીકત કહેવી.

# જુનાગઢ રાજ્યની ભૂગોળ

## દિશાઓ સંબંધી હકીકત.



ટીપ—છોકરાંઓને દિશાઓની હકીકત આપવા સારૂ શિક્ષકે બાજુ પરનું ચિત્ર સમજાવવું. જેવી રીતે સુરજ તરફ મોં અને હાથ લાંબા રાખી છોકરાને ઊભો રાખ્યો છે, તેવી રીતે છોકરાંને હારબંધ ઊભાં રાખવાં, અને ચિત્ર સાથે સરખામણી કરાવવી.

## ચાર દિશાઓ.

જે બાજુ તરફ સુરજ ઊગે છે, તે બાજુને ઉગમણી કે પૂર્વ દિશા કહે છે, જે બાજુ તરફ સુરજ આથમે છે, તે બાજુને આથમણી કે પશ્ચિમ દિશા કહે છે. પૂર્વ દિશા તરફ મોં રાખીને ઉભા રહેતાં ડાબા હાથ તરફ જે દિશા આવે તેને ઉત્તર દિશા કહે છે, અને જમણા હાથ તરફ જે દિશા આવે તેને દક્ષિણ દિશા કહે છે.




ટીપઃ—ખૂણા શિખવવા માટે કાળા પાટીઆ ઉપર અથવા ભોંય ઉપર મોટો ચોરસ કાઢવો, અને તે ચોરસની બાજુ ઉપર દિશા પ્રમાણે નામ લખવાં, પછી સામસામેના ખૂણા સાંધીને છેદન બિંદુમાં છોકરાને ઊભો રાખીને ખૂણાની સમજ પાડવી. બે બાજુ વચ્ચે જે જે ખૂણા આવે તેનં નામ બોલતાં અને લખતાં શિખવવાં.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાને ઈશાન ખૂણો કહે છે.
પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને અગ્નિ ખૂણો કહે છે.
દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને નૈઋર્ત્ય ખૂણો કહે છે.
પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને વાયવ્ય ખૂણો કહે છે.

ચાર દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને આઠ દિશાઓ થાય છે તેમાં ઉપરની આકાશ અને નીચેની પાતાળ દિશાઓ ગણીએ તો દશ દિશાઓ થાય છે.



ટીપ—બની શકે તો નિશાળના ઓરડામાં જમીન ઉપર હોકાયંત્રપ્રમાણે ગોઠવીને પાસેની આકૃતિ જેવી મોટી આકૃતિ કેટલીક મુદ્દત ટકે એવી કાઢવી, જ્યારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવાથી દિશાઓની સમજ સારી રીતે પડશે.

# નકશાની દિશાઓ.

નકશો સારી રીતે દેખાય એમ સામે ભીંત ઉપર કે લાકડાની ઘોડી ઉપર લટકાવીએ તો તેની ઉપરની બાજુને ઉત્તર દિશા કહે છે. નીચેની બાજુને દક્ષિણ દિશા કહે છે, જોનારના જમણા હાથ તરફની બાજુને પૂર્વ દિશા કહે છે; અને ડાબા હાથ તરફની બાજુને પશ્ચિમ દિશા કહે છે.

ટીપ—નકશાની દિશાઓ અને કુદરતી દિશાઓ એકજ છે, તે બાળકોને સમજાવવા માટે નકશાને ભોંય ઉપર પાથરવો, અને ઓરડાની દિશા પ્રમાણે નકશાની દિશાઓ મેળવવી. પછી નકશો એમને એમ ઉપાડીને ભીંત ઉપર લટકાવવો. જેથી બાળકોના મનમાં ભેદ રહેશે નહિ.

## વ્યાખ્યાઓ.

પૃથ્વીના મુખ્ય બે ભાગ પડે છે. ૧ કોરી જમીન. ૨ પાણી.

### કોરી જમીન.

૧ જે ઠેકાણે થોડાં ઘરો ને થોડાં માણસોની વસ્તી હોય, તેને ગામ કે ગામડું કહે છે.

૨ જે ઠેકાણે ગામડાથી વધારે ઘરો ને વધારે માણસોની વસ્તી હોય તેને કસ્બો કહે છે.

૩ જે ઠેકાણે કસ્બા કરતાં ઘરો ને વસ્તી વધારે હોય અને બજારો હોય તેને શહેર કહે છે.

૪ સરકાર પેદાશ લેવાને અને બંદોબસ્ત રાખવાને સગવડતાને સારૂ કેટલાંક ગામોનો જથો બાંધે તેને મહાલ કે તાલુકો કહે છે.

૫ ઘણા મહાલ કે તાલુકા મળીને એક રાજ્ય થયેલું હોય તેને સંસ્થાન કહે છે.

૬ જે શહેરમાં રાજકર્ત્તા રહેતો હોય તેને રાજધાની કહે છે.

૭ શહેર દરીઆ કિનારે આવેલું હોય, અને ત્યાં વહાણ મારફતે માલ ચઢતો ઉતરતો હોય તે શહેરને બંદર કહે છે.

૮ લોઢાની સડક ઉપર આગગાડી ચાલતી હોય તેને રેલવે કહે છે. અને તે જે ગામ પાસે ઉભી રહેતી હોય તેને સ્ટેશન કહે છે.

૯ જમીનના થોડા ઊંચા ભાગને ટેકરો કહે છે. ટેકરાથી ઊંચો હોય તેને ડુંગર કહે છે.

૧૦ ડુંગર કરતાં વધારે ઉંચા ભાગને પર્વત કે પહાડ કહે છે.

૧૧ ટેકરાઓની લાબી હાર થયેલી હોય તેને ધાર કહે છે.




## પાણી.

૧૨ મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળીને ઢળતી જગામાં વહી સમુદ્રને મળે તેને નદી કહે છે.

૧૩ જે ઠેકાણેથી નદી નીકળે તેને મૂળ કહે છે; અને જે ઠેકાણે નદી મળે તેને મુખ કહે છે.

૧૪ એક નદી બીજી નદીને જે ઠેકાણે મળે તેને સંગમ કહે છે.

૧૫ ચારે બાજુએ પાણીથી વીંટાયલા જમીનના ભાગને બેટ કહે છે.

૧૬ ચારે બાજુએ જમીનથી વીંટાયલા પાણીના ભાગને તળાવ, અને તળાવ ઘણું મોટું હોય તો તેને સરોવર કહે છે.

૧૭ પૃથ્વી ઉપરના ખારા પાણીના મોટા ભાગને સમુદ્ર કે દરીઓ કહે છે.

૧૮ જમીનનો જે ભાગ ત્રણ બાજુએથી દરીઆના પાણીથી વીંટાએલો હોય તેને દ્વીપકલ્પ (લગભગ બેટ જેવો ) કહે છે.

---

## જુનાગઢ રાજ્યનું વર્ણન.

શ્રી સોરઠ સરકારનું રાજ્ય કાઠિઆવાડની અંદરનાં બધાં રાજ્યો કરતાં વિસ્તાર અને અધિકારમાં પહેલું ગણાય છે. આ સંસ્થાન કાઠિઆવાડના દક્ષિણ ભાગમાં આવ્યું છે; કાઠિયાવાડનાં ઘણાં ખરાં સંસ્થાનો અને તાલુકાઓ આ રાજ્યને ખંડણી આપે છે, તે જોરતલબી કહેવાય છે. આ ખંડણી અંગ્રેજ સરકાર ઉઘરાવીને સોરઠ સરકારને મોકલાવી દે છે.

આ રાજ્યની રાજધાની જુનાગઢ છે. તે ગીરનાર પર્વતની આથમણી બાજુએ નજીકમાં આવેલું છે. તેમાં રાજકર્તા નવાબ સાહેબ રહે છે.

સીમા કે હદ—ઉત્તરે હાલાર પ્રાંત તથા જેતપુર તાલુકો પૂર્વે ગોહિલવાડ પ્રાંત, ગાયકવાડી અમરેલી મહાલ અને કાઠી દરબારોના તાલુકા આવેલા છે; દક્ષિણે ને પશ્ચિમે અરબી સમુદ્ર તથા પોરબંદરનું રાજ્ય છે.

વિસ્તાર—આ રાજ્યનું એકંદર ક્ષેત્રફળ ૩૨૮૩ ચોરસ માઇલ છે. કુલ ગામો ૮૬૨ છે, અને ૪,૩૩,૪૫૨ માણસોની વસ્તી છે.

કુદરતી વિભાગ—જમીનની જાત, ડુંગર, હવા અને દરીઆકાંઠાને લીધે આ રાજ્યના ચાર ભાગ પડે છે. ( ૧ ) ગીરપ્રદેશ, ( ૨ ) ઘેડ, ( ૩ ) નાઘેર, (૪) સપાટદેશ.

૧ ગીરપ્રદેશ—એમાં ગીરનારનું ૧૦–૧૨ ગાઉનું જંગલ છે એમાં ગીરનારને ફરતી ડુંગરોની હાર છે; વચ્ચેની ખીણોમાં જુદી જુદી જાતનાં સુગંધી અને ઉપયોગી ઝાડો થાય છે.

એમાં ગીરનો પ્રદેશ ૪૦ મેલ લાંબો અને ૨૦ મેલ પહોળો છે. ત્યાં નાના મોટા ડુંગરો અને ધારો ઘણાં છે અને પુષ્કળ જાતનાં ઇમારતી લાકડાં થાય છે. અંદર કોઇ કોઈ જગાએ થોડી ખેતી થાય છે. હાલમાં ઝાડો કપાવાથી નવાં ગામો વસવા લાગ્યાં છે.

૨ રાજ્યના નૈઋત્ય કોણ તરફના સમુદ્ર કાંઠા પાસેના નીચા ભાગને ઘેડ કહે છે. ભાદર, ઓઝત અને ઊબેણ નદીઓમાં ચોમાસાની રેલ આવે છે, ત્યારે આ ભાગમાં બધે પાણી ફેલાઇ જાય છે, તે વખતે ઘેડનો દેખાવ મોટા સરોવર જેવો થઇ જાય છે; અને ગામડાં બેટની માફક તરતાં દેખાય છે ઘેડમાં કોઇ વખતે વરસાદ ન હોય તોપણ નદીઓની રેલને લીધે અનાજ પાકે છે.

૩ ગીર અને સમુદ્ર કાંઠાના વચલા પ્રદેશને નાઘેર કહે છે. તેમાં ગીરમાંથી નીકળતી ઘણીક નદીઓ વહે છે, ને જમીન બહુ રસાળ છે. તેથી વરસમાં ત્રણ પાક ઉતરે છે. ચોમાસુ પાકમાં બાજરી ને ડાંગર, શિઆળુ પાકમાં શેરડી, ને ઉનાળુ પાકમાં જુવાર થાય છે.

૪ ઉગમણી તરફના વચગાળાના ભાગને સપાટ પ્રદેશ કહે છે; તે ભાગની જમીન કાળી ને ચિકાશ વાળી છે. તેમાં વરસમાં બે પાક ઉતરે છે. ચોમાસામાં જુવાર, બાજરી, કઠોળ ને શેરડી થાય છે, અને શિઆળુ પાકમાં ઘઉં ચણા ને કપાસ થાય છે.

---

## પર્વતો.

આ રાજ્યમાં ગીરનાર ને ગીર એ બે જાણીતા ડુંગરો છે, આ સિવાય બીજા નાના ઘણા છે, પણ તે જાણવા જેવા નથી.

૧ ગીરનાર—આ પર્વત આખા કાઠિઆવાડમાં બધા ડુંગરોથી ઉંચો છે, તેની ઉંચાઇ ૩૬૬૬ ફુટ છે. તેનાં પાંચ શિખરો છે. (૧) અંબાજી (૨) ગોરખનાથ (૩) ગુરૂ દત્તાત્રેય (૪) ઓઘડનાથ (૫) કાળકામાતા.

આ ટુંકા એટલે શિખરો ઉપર જૈન અને હિંદુ લોકોની જાત્રાનાં ઠેકાણું છે. ગીરનારની દક્ષિણ તરફનાં ડુંગરાને દાતારનો ડુંગર કહે છે. તેની ઉંચાઈ ૨૮૦૦ ફૂટ છે. તેના ઉપર જમીઅલશાહ દાતારનો ચિલ્લો છે, ત્યાં હિંદુ અને મુસલમાન માનતાએ આવે છે.

૨ ગીર—આ પર્વત નથી. પણ ઘણા ડુંગરોની હારનું બનેલું મોટું જંગલ છે. એ ડુંગરાઓ બહુ ઊંચા નથી અને ઝાડી પુષ્કળ છે. તેમાં તુળસીશ્યામનું જાત્રાનું ઠેકાણું છે. ત્યાં ઊના પાણીના કુંડો છે. અહીં કેશવાળી વાળા સિંહો થાય છે. આખા હિંદુસ્તાનમાં બીજે કોઇ ઠેકાણે આ જનાવર થતાં નથી.

---

## નદીઓ.

૧ ભાદર—જસદણ પાસે મદાવાના ડુંગરમાંથી નીકળીને નવાગઢ અને કુતિઆણા મહાલમાં વહીને અરબી સમુદ્રને મળે છે. તેના ઉપર નવાગઢ અને કુતિઆણા છે, આ નદી ૧૯૦ મૈલ લાંબી છે.

૨ ઉબેણ—ભેંસાણ પાસેના ઉબેણીઆનાગના ટીંબામાંથી નીકળીને વંથળી પાસે ઓઝત નદીને મળે છે. તેના ઉપર ભેંસાણ, રાણપુર મજેવડી, ધંધુસર ને વંથળી છે.

૩ ઓઝત—ભેંસાણ મહાલમાંથી નીકળીને ઘેડ તરફ વહીને ભાદર નદીને મળે છે, તેના ઉપર શાપુર, બાલાગામ, બામણાસા ને ઘેડ-બગસરા છે.

૪ મેગળ—ગીર પર્વતમાંથી નીકળીને ચોરવાડ પાસે આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર હાટીના માળીઆ છે.

૫ હીરણ—ગીર પર્વતમાંથી નીકળીને દક્ષિણે આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર પાટણ છે.

૬ સરસ્વતી—ગીરના ડુંગરમાંથી નીકળીને પાટણ પાસે હીરણને મળે છે. જ્યાં મળે છે ત્યાં તેનું નામ ત્રિવેણી પડે છે. તેના ઉપર ગોરખમઢી છે.

૭ શીંગવડો—ગીર પર્વતમાંથી નીકળીને ગાયકવાડ સરકારના કોડીનાર મહાલમાં વહીને દક્ષિણે આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર આમકવાડી ગામ કોડીનાર ને ધાંટવડ છે.

૮ મછુંદ્રિ—ગીરના ડુંગરમાંથી નીકળીને દક્ષિણે આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર ઊના ને દેલવાડા છે.

૯ રાવળ—ગીરના ડુંગરમાંથી નીકળીને દક્ષિણે આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર ધોકડવા, કાંધી, સામતેર ને સનખડા છે.

૧૦ ધાતરવાડી—ગીરના ડુંગરમાંથી નીકળીને પ્રથમ ઉગમણી વહીને પછી દક્ષિણમાં થઈને આરબી સમુદ્રને મળે છે.

---

## બંદરો.

આ રાજ્યની દક્ષિણે આરબી સમુદ્ર છે. તેને કિનારે કુલ સાત બંદરો છે વેરાવળ એ સૌથી મોટું બંદર છે ને વેપારનું મથક છે. અહીં મોટાં વહાણો ને આગબોટો આવે છે. માંગરોળ એ વેરાવળના જેવડું છે, પણ વેપાર ચાલતો નથી. ચોરવાડ, શીલ એ આથમણાં છે. ધારાબંદર, નવાબંદર ને ભેરાઇ એ દક્ષિણે છે. આ બંદરોએ નાનાં વહાણો ને મછવા આવે છે, તેથી તે આડ બંદર કહેવાય છે.

---

## રેલવે.

સોરઠ સરકારે આ રાજ્યમાં જે રેલવેઓ કાઢી છે. તે નીચે પ્રમાણે:—

૧ જેતલસર વેરાવળ લાઈન —વડાળ, જુનાગઢ, શાપુર, લુસાળા, કેશોદ, માળીઆ, ચોરવાડ, ને વેરાવળ એ સ્ટેશનો છે.

૨ શાપુર કુતિઆણા લાઇન—શાપુર, વંથળી માણાવદર, બાંટવા અને સરાડીઆ સ્ટેશનો છે.

૩. જુનાગઢ વીસાવદર લાઇનમાં:—ડુંગરપુર, બીલખા, સાવંડ ને વીસાવદર સ્ટેશનો છે.

૪. વેરાવળથી ઊના લાઇનમાં:—વેરાવળ, સવની તાલાળાને, જાંબુર સ્ટેશનો છે, ને ઊના તરફ કામ ચાલે છે. એ સિવાય જેતલસર રાજકોટ રેલવે ઉપર નવાગઢ અને જેતલસરથી ધોળા તરફની રેલવે ઉપર આ રાજ્યની હદનાં ખાખરીઆ ને વાવડી સ્ટેશનો છે.

---

## રાજ વહીવટ.

હાલના રાજકર્તા નવાબ સાહેબ મહેબતખાન બાબી બહાદુર છે, તેઓ પુખ્ત ઉંમરના થવાથી અંગ્રેજ સરકારે રાજનો પૂરો અખત્યાર સોંપ્યો છે તેથી પહેલા વર્ગના રાજાની પૂરી સત્તા તેઓ ધરાવે છે. રાજના મુખ્ય અમલદાર દીવાન છે. તેની નીચે નાયબદીવાન છે, આ ગોઠવણથી રાજ કારભાર અંગ્રેજી ઢબે સારી રીતે ચાલે છે. નવાબ સાહેબ પોતાની રૈયતનું ભલું કેમ થાય અને કોઇ પણ જાતના ભેદ વિના સૌને સરખો ન્યાય મળે તેને માટે બહુ કાળજી રાખે છે. લોકોને ઘણી જાતના હકો આપ્યા છે અને કેટલાક કર માફ કર્યા છે.

મુખ્ય ખાતાં—મુલ્કી, પોલીસ, ન્યાય, વૈદક, બાંધકામ અને કેલવણી.

આ સંસ્થાનના દરેક ગામમાં એક તળાટી અને એક પોલીસ પટેલ હોય છે. તળાટી ગામની પેદાશ ઉઘરાવે છે, અને ખેતીના પાકની સ્થિતિ ઉપર ધ્યાન રાખે છે. પોલિસપટેલ ગામમાં ચોરી લૂટ મારામારી વગેરે થતી અટકાવે છે અને બંદોબસ્ત રાખે છે. કેટલાંક ગામડાંનો એક કસ્બો ઠરાવેલો હોય છે. તેમાં તજવીજદાર રહે છે, તે પોતાના તાબાના તળાટીઓનાં કામની ચોકસી કરે છે, અને તેમને સૂચના કરે છે. આખા રાજ્યના ૧૪ મહાલ કે તાલુકા ઠરાવ્યા છે. તેના મુખ્ય કસ્બામાં એકેક વહીવટદાર ફોજદાર, મુનસફ અને દાક્તર રહે છે.

વહીવટદાર, તળાટી અને તજવીજદારના ઉપરી છે, તે આખા મહાલની પેદાશ તળાટી મારફત ઉઘરાવીને એકઠી કરે છે, અને ખેતીના પાકની તપાસ રાખે છે. કોઇ વરસ ઓછો પાક હોય તો ખેડુતોને તગાવીનાં નાણાં આપે છે, એ ઉપરાંત પોતાના મહાલની આબાદી જાળવે છે. આખા રાજ્યના ત્રણ વિભાગ ઠરાવ્યા છે, તેમાં એકેક આસિસ્ટંટ રેવન્યુ ઓફિસર રહે છે. તે પોતાના વિભાગમાં આવેલા મહાલોના વહીવટદારનાં કામની તપાસ કરે છે, મુલકી ખાતાના વડા ઉપરીને રેવન્યુ કમિશનર કહે છે, તે જુનાગઢમાં રહે છે.

પોલિસપટેલ જે ગુન્હા પકડે તે મહાલના ફોજદાર પાસે મોકલે છે તેનો તપાસ કરીને મુનસફ પાસે ન્યાય કરાવવા મોકલે છે. આ સિવાય લેણદેણના કજીઆ પણ આ મુનસફ ચુકવે છે.

બધા મહાલોના ફોજદારોના ઉપરીને તથા આખા રાજ્યની તમામ સીબંદીના ઉપરીને પોલીસ કમિશનર કહે છે, તે રાજ્યનો બંદોબસ્ત રાખે છે. આ સિવાય ભાલાવાળા ઘોડેસ્વારોનું નાનું લશ્કર છે.

મહાલના મુનસફથી જે કજીઆનો ચુકાદો થઇ શકે નહિ, તેને જુનાગઢની સદર અદાલતમાં મોકલે છે, ત્યાં તેના સર ન્યાયાધીસ ચુકાદો આપે છે. વળી જેઓ મહાલના મુનસફના ચુકાદાથી નારાજ થએલા હોય છે, તેઓ પણ સદર અદાલતના સર ન્યાયાધીશને અરજ કરે છે, તેથી ફરીવાર તપાસ કરીને ચુકાદો આપે છે. ન્યાય ખાતાના સૌથી વડા અધિકારીને ચીફ જ્યુડિસીઅલ ઓફિસર કહે છે, તે છેવટના ફેંસલા આપે છે. દરેક મહાલમાં તથા મોટા કસ્બામાં નાનું દવાખાનું હોય છે. ત્યાંનો દાકતર માંદાં માણસોને દવા આપે છે, અને જુનાગઢમાં એક મોટું દવાખાનું છે, તેમાં માંદાં માણસો રહી શકે એવી ગોઠવણ છે. ત્યાં કુશળ દાક્તરો રાખેલા છે તેઓ માંદાં માણસોની સારવાર કરે છે, આ દવાખાનાનો સૌથી મોટો દાકતર મહાલના દવાખાનાની સંભાળ રાખે છે, વળી ઉડતા રોગો જેવા મરકી, કોલેરા શીતળા વગેરે ચાલતા હોય ત્યારે રાજ્યમાં ફરીને લોકોની સુખાકારી સાચવે છે.

સરકારી મકાનો, સડકો, પુલો વગેરે બાંધવા કે સુધારવાને માટે એક અધિકારી રહે છે, તેને ચીફ ઇજનીયર કહે છે. તેના તાબામાં સબ ઇજનીયર ને ઓવરસીયરો હોય છે. તેઓ ચાલતા કામો ઉપર દેખરેખ રાખે છે.

રૈયતની કેળવણી માટે ઘણુંખરાં ગામોમાં ગુજરાતી નિશાળો છે. મોટા કસ્બાઓમાં કન્યાશાળાઓ પણ છે, અને શહેરોમાં અંગ્રેજી નિશાળો છે. જુનાગઢમાં અંગ્રેજી હાઇસ્કૂલ, કૉલેજ, અને હુનરશાળા છે. આ બધી નિશાળોની પરીક્ષા લેવા માટે બે ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો અને વહીવટ ચલાવવાને માટે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર છે.

આ સિવાય રાજ્યમાં બીજાં નાનાં ખાતાંના અધિકારીઓ છે, તે બધા જુનાગઢમાં રહે છે; અને કામ પ્રસંગે ફરવા નીકળે છે.

---

## રાજ્યના વિભાગો.

આ રાજ્યના ત્રણ વિભાગો પડયા છે, જુનાગઢ, કેશોદ અને ઊના.

રાજ્યના ખાલસા ૧૨ મહાલ કર્યા છે. તે સિવાય બાબરીઆવાડ નામે હકુમતી મહાલ છે, અને અખત્યારવાળો માંગરોળ તાલુકો મળીને કુલ ૧૪ મહાલ ગણાય છે.

### ૧ જુનાગઢ વિભાગ.

૧ જુનાગઢ. ૨ નવાગઢ. ૩ ભેંસાણુ. ૪ વીસાવદર. ૫ વંથળી.

### ૨ કેશોદ વિભાગ.

૬ કેશોદ. ૭ કુતિઆણા. ૮ સીલ. ૯ માંગરોળ, ૧૦ માણાવદર.

### ૩ ઊના વિભાગ.

૧૧ પાટણ. ૧૨ ગીર. ૧૩. ઊના. ૧૪ બાબરીઆવાડ.

## જુનાગઢ વિભાગ.

કુલ ગામ—૨૪૫.    વસ્તી—૧૫૪૦૦૦.

ગીરનારના પર્વતની આસપાસનો સપાટ પ્રદેશ આ વિભાગમાં આવેલો છે, નવાગઢ, ભેંસાણુ અને વીસાવદર મહાલોનાં કેટલાંક ગામો છૂટાં છુટાં આવેલાં છે, જુનાગઢ અને વંથળી મહાલનાં ગામો એક જથામાં છે. ભાદર, ઓઝત અને ઉબેણુ એ મોટી નદીઓ છે બીજી નાની નદીઓ ઘણી છે, તથા પાણીની છત છે. અહિં ખેતીની પેદાશ ઘણી સારી થાય છે. તેથી આખો વિભાગ આબાદ છે.

મુખ્ય પેદાશ—કપાસ, ઘઉં, બાજરી, જુવાર, કમોદ અને શેરડી.

---

## જુનાગઢ મહાલ.

ગામ—૫૦    વસ્તી—૧૮૪૦૦.

નદીઓ—ઉબેણુ કાળવો અને સોનરખ છેલ્લી બે નાની નદીઓ ગીરનારમાંથી નીકળી ઉબેણુને મળે છે.

પર્વત—ગીરનાર.

મુખ્ય ગામો—જુનાગઢ, વડાળ, મજેવડી, માખીઆળા ને ખડીઆ.

જુનાગઢ (૩૫૩૬૦) એ મહાલનું ને રાજ્યનું મુખ્ય શહેર ગીરનારની તળેટીમાં આથમણી દિશાએ આવ્યું છે. શહેરને ફરતો કોટ છે. બીજાં શહેરો કરતાં આ શહેર વધારે જુનું હોવાથી તેનું નામ જુનાગઢ પડયું છે. નવાં અને સુંદર મકાનો થવાથી શહેર શોભાયમાન દેખાય છે, તેમાં નવાબ સાહેબનો રંગમહેલ અને કચેરી, મકબરો અને બહાઉદીન કૉલેજ એ જોવા લાયક ઇમારતો છે. શહેરના ઇશાન ખુણામાં ઉપરકોટ નામે જુનો કિલ્લો છે. તેમાં જુની મસીદ, અડીચડી વાવ, નોઘણ કુવો અને ભોંયરાં જોવા જેવાં છે.

ઉગમણી દિશાએ શહેર બહાર એક કાળા પથ્થર ઉપર અશોકના જુની લિપિના કોતરાયેલા લેખો છે, તે બે હજાર વર્ષના જુના છે; તેથી જેને ઉકેલતાં આવડે તેજ વાંચી શકે છે.

વડાળ (૨૮૨૦) એ મોટા કસ્બો છે તેમાં ગુજરાતી નિશાળ, દવાખાનું ને કન્યાશાળા છે. મજેવડી (૨૨૮૦) ઉબેણુ નદીને કાંઠે છે. અહીં લીલોતરી શાક ભાજી બહુ થાય છે, તથા હવા પાણી સારા ગણાય છે. ચ્યાળમાં લાલવડ ને ગોપાળલાલની હવેલી છે; ત્યાં ઘણા વૈષ્ણવો જાત્રાએ આવે છે. ખડીઆ (૧૧૫૦) એ બલોચ મુસલમાન દરબાર તાલુકો છે.



જાત્રાનાં ઠેકાણાં—ગીરનારના રસ્તામાં દામોદર તથા રેવતી કુંડો છે, તેમાં નહાઇને લોકો દામોદરજીનાં દર્શન કરે છે. તળેટીમાં ભવનાથ મહાદેવનું દહેરૂં છે, ત્યાં શિવરાત્રીએ મોટા મેળો ભરાય છે. ગીરનાર ઉપર નેમનાથનું દહેરૂં તથા પગલાં છે ત્યાં શ્રાવક લોકો જાત્રાએ આવે છે. બીજાં શિખરો ઉપર અંબાજી, ગૌમુખીગંગા, ગુરૂદત્તાત્રેય વગેરે હિંદુઓનાં જાત્રાનાં ઠેકાણાં છે. દાતારના ડુંગર ઉપર જમીયલશાહ દાતારનો ચિલ્લો છે. ત્યાં હિંદુ મુસલમાન બંને માનતાએ આવે છે.

રેલ્વે સ્ટેશન—જુનાગઢ, વડાળ અને ડુંગરપુર.

મુખ્ય પેદાશ—ગીરનારનું ઇમારતી લાકડું, મધ, વાંસ અને ઇમારતી પત્થર.

---

## નવાગઢ મહાલ.

ગામ—૧૬. વસ્તી–૮૮૦૦. નદી—ભાદર.

મુખ્ય ગામો—નવાગઢ, ગુંદાળા, પેઢલા અને મંડળીકપુર.

**નવાગઢ**–(૧૦૦૦) ભાદર નદી ઉપર કિલ્લાવાળો કસ્બો છે. ત્યાં વહીવટદારની કચેરી, ગુજરાતી નિશાળ અને દવાખાનું છે. આશરે ૫૦ વરસ ઉપર જેતપુરમાંથી આ રાજ્યનો ભાગ જુદો પાડીને વસાવવામાં આવ્યું હતું. ગામનો ઘણો ભાગ ઉજડ છે; પણ હાલમાં વસ્તી ભરાતી જાય છે. રેલવે સ્ટેશન—નવાગઢ.

મુખ્ય પેદાશ—ઘઉં, બાજરી, જુવાર, કપાસ અને શેરડી.

---

## ભેંસાણ મહાલ.

ગામો ૫૧. વસ્તી–૨૫૦૪૦. નદીઓ—ઓઝત અને ઉબેણ.

મુખ્ય ગામો—ભેંસાણ,' રાણપુર, ટીંબડી, વીશળ, હડમતીઆ, તોરી, અમરાપુર, દેવગામ, કેશવાળા, છોડવડી, અરજણસુખ ખાંભીઆ ચારણીઆ ને હળિઆદ.

**ભેંસાણ**—(૧૬૬૫) આ મહાલનો મુખ્ય કસ્બો છે. અસલ આ જગાએ ભેંસોનો નેસ હતો. તેથી ગામનું નામ ભેંસાણ પડયું છે. ગામથી થોડે છેટે એક ટીંબા ઉપર ઉબેણીઆ નાગનું સ્થાનક છે. ત્યાંથી ઉબેણ નદી નીકળે ગામમાં વહીવટદારની કચેરી, મુનસફની કોર્ટ અને દવાખાનું છે.

**રાણપુર**—(૨૫૪૦) બાબી મુસલમાનનો મોટો તાલુકો છે.

**ઢેબગામ**—(૧૩૨૦) આ વાળા કાઠી દરબારોની કુળદેવી આઇ ગાત્રાડ-નું સ્થાનક છે. **કેશાવાળા**—સરવૈયા રજપુતોનું છૂટું પડેલું ગામ છે.

**રેલવે સ્ટેશનો**—ખાખરીયા અને વાવડી.

વિશેષ હકીકત—આ મહાલ કાઠિઆવાડમાં છુટાં છુટાં ગામોનો બનેલો છે. કાઠી દરબારોનાં ગામો અને જુનાગઢ સરકારનાં ગામો એક બીજા સાથે સેળભેળ થઇ ગએલ છે. જમીન કાળી છે, તેમાં વરસમાં બે પાક ઉતરે છે. પેદાશ—કપાસ, ઘઉં, બાજરી અને જુવાર.

## વીસાવદર મહાલ.

ગામો—૭૫. વસ્તી–૨૪૯૨૦. નદીઓ—ઓઝત, પોપટડી, ધ્રાફડ અને આંબાઝર એ ગીરમાંથી નીકળીને ઓઝતને મળે છે.

મુખ્ય ગામો—**વીસાવદર**, બગડુ, કાળસારી, ઝામકા, મોણપરી, બડિઆ અને મોટા હડમતીઆ.

**વીસાવદર**—(૧૪૫૦) પોપટડી નદીના ઉંચા કિનારા ઉપર છે. ત્યાં વહીવટદારની કચેરી, મુનસફની કોર્ટ અને દવાખાનું છે. ગીરનાં જંગલની પાસે છે, અને રેલવે આવવાથી ઘાસ અને લાકડાનો વેપાર બહુ ચાલે છે.

**બગડુ** (૧૦૦૦) એ કિલ્લાવાળો કસ્બો છે. મોણપરી આગળ નદીનો ઉંડો ધુનો છે. તેથી તે ધુનાવાળી મોણપરી કહેવાય છે. મોણીઆમાં નાગબાઇ નામે ચારણદેવીની જગા છે.'

**રેલવે સ્ટેશન**—ચાવંડ અને વીસાવદર.

**પેદાશ**—જુવાર, બાજરી, ઇમારતી લાકડું ને ઘાસ.

## વંથળી મહાલ.

ગામો—૫૩. વસ્તી–૩૬૭૪૦. નદીઓ—ઓઝત, ઉબેણ, સાબળી અને મધુવંતી.

મુખ્ય ગામો—**વંથળી, શાપુર, ધંધુસર, દાત્રાણા, ખોરાસા, લુશાળા, કણઝા, કોયલી, થાણાપીપળી, રવની, મહાબતપુર** અને સીમાસી.

**વંથળી**—( ૮૪૦૦ ) એ ઉબેણ નદી ઉપર જુનું શહેર છે, તેનું જુનું નામ **વામનસ્થળી** હતું. ગામ વચ્ચે વામનજીની જગા છે. અહીંનાં તાંબા પિતળનાં વાસણો વખણાય છે. આસપાસની જમીન ઘણી ફળદ્રુપ છે. તેમાં લીલોતરી તથા આંબાનાં ઝાડો ઘણાં છે. શહેરમાં વહીંવટદારની કચેરી, મુનસફની કોર્ટ અને દવાખાનું છે; શાપુર ( ૨૮૩૦ ) એ ઓઝત નદીને કાંઠે કિલ્લાવાળો કસ્બો છે, ગામ વચ્ચે મોટો સરકારી મહેલ છે. આ સ્ટેશનેથી કુતિઆણાની રેલવે નીકળી છે; તેથી શાપુર જંકશન થયું છે. ધંધુસર ( ૧૩૦૦ ) પાસે મોટું તળાવ છે. દાત્રાણા ( ૧૩૨૦ ) માં પણ નાગબાઇની જગા છે. આ ચારણ બાઇ પાંચસેં વરસ પહેલાં જુનાગઢમાં રાખંડળિક રાજા હતો તેના વખતમાં થઇ ગઇ છે, તે સતી હતી તેથી તેની માનતા ચાલે છે. લુસાળા સ્ટેશનેથી મેંદરડા સુધી કાચી સડક કાઢી છે. કણઝાનાં મરચાં વખણાય છે. કોયલી અતીત બાવાનું ખેરાતી ગામ છે.

જાત્રાનાં ઠેકાણાં—વંથળીમાં **શીતળનાથનું** દહેરું છે, ત્યાં શ્રાવક લોકો જાત્રાએ આવે છે. સુરજ કુંડ, **વામનજીની** જગા અને કપિલ મુનિનો આશ્રમ છે. હિંદુ લોકોનાં જાત્રાનાં ઠેકાણાં છે.

રેલવે સ્ટેશનો—શાપુર, લુસાળા અને વંથળી.

વિશેષ હકીકત—આ મહાલમાં મોટી નદીઓ હોવાથી જમીન ફળદ્રુપ છે અને પાણીની છત છે. કોઇ કુવા ઉપર તો ૧૫–૨૦ કોસ ચાલે છે.

મુખ્ય પેદાશ—કપાસ, ઘઉં, શેરડી, કમોદ, મરચાં અને આંબલી.



## કેશોદ વિભાગ.

ગામો—૨૫૮. વસ્તી—૧૫૫૦૦૦

રાજ્યના પશ્ચિમ દિશા તરફના ઘેડ અને નાઘેરના કેટલાક ભાગોનો આ વિભાગ બનાવેલો છે. ઉત્તરે કુતિઆણા મહાલમાં છુટા છુટા ડુંગરા છે બાકીના મહાલોમાં ઘેડનો નીચો મુલક છે. તેમાં નાની મોટી ઘણી નદીઓ આવેલી છે. ચોમાસામાં પાણી ભરાઇ રહે છે, તેથી ચોમાસુ પાક થોડો થાય છે. શિઆળુ પાકમાં ઘઉં, ચણા, ધાણા અને શેરડી બહુ થાય છે.



## કેશોદ મહાલ.

ગામો—૭૧. વસ્તી—૩૯૪૨૦. નદીઓ—સાબળી, બડોદરી, ટીલોરી, નોળી અને મેગળ છે.

ડુંગર—રાણિંગપરો, તેના ઉપર ત્રાંગડશાહ પીરની કબર છે, ત્યાં મુસલમાન લોકો માનતાએ આવે છે.

મુખ્ય ગામો,—કેશોદ, બાલાગામ, બામણાસા, અજાબ, શેરગઢ, ગેડબગસરા, અગતરાય, કેવદરા, કોયલાણા અને મેસવાણુ છે.

કેશોદ—(૨૮૦૦) એ કિલ્લાવાળો નાનો કસ્બો છે. અહીંઆ વહીવટદારની કચેરી તથા દવાખાનું છે. માંગરોળ જવાને માટે આ સ્ટેશને ઉતરાય છે, તેથી અહીં માણુસ અને માલની આવજા વધારે થાય છે. સ્ટેશનની સામી બાજુએ સાહેબ લોકોને ઉતરવા માટે મુસાફરી બંગલો છે. બાલાગામ (૩૦૬૦) મોટો કસ્બો છે. અહીં રાયજાદા મૂળગરાસીઆનાં ઘણાં ઘર છે. બામણાસા, (૨૧૨૦) શેરગઢ, ગેડબગસરા અને અજાબ એ મોટાં ગામો છે. અગતરાયની કેરીઓ વખણાય છે.

રેલવે સ્ટેશન—કેશોદ.

પેદાશ—કપાસ, ઘઉં, ચણા, મેથી, કેરડી અને જુવાર.

---

## કુતિઆણા મહાલ.

ગામો—૪૭. વસ્તી—૩૪૨૭૬. નદીઓ—ભાદર, મીણસાર અને વેણું.

ડુંગર—દુધીઓ અને મરઘો, એ બે નાના ડુંગરા છે.

મુખ્ય ગામો—કુતિઆણા, ખાગેશરી, દેવડા, મહીઆરી, નીલાખા, ઠોયાણા અને છત્રાવા.

કુતિઆણા—(૧૧૩૬૦) આ મહાલનું મુખ્ય શહેર છે. અહીં મેમણ લોકોની વસ્તી વધારે છે; તેઓ સારા વેપારી છે. દેશી વણાટ ઘણો સારો થાય છે તેમાં ધાબળા, કામળીઓ, લુંગી, સાફા વગેરેનું સારૂં કામ થાય છે, અહીંઆ વહીવટદારની કચેરી અને મુનસફની કોર્ટ છે. શાપુરથી બાંટવા થઇને અહીં સુધી રેલવે થવાથી વેપારને સારો ફાયદો થયો છે. મહીઆરીમાં મહેર લોકોની વસ્તી વધારે છે; ત્યાં ઓબડી નદી સુકાય છે ત્યારે તેના તળીઆમાં મીઠું પાકે છે. નીલાખા વેણું નદીને કાંઠે રાણપુર દરબારનું છુટું બારખલું ગામ છે.

---

## સીલ મહાલ.

ગામો—૨૭. વસ્તી—૧૦૮૦૦.

મુખ્ય ગામો—સીલ અને ઝરીઆવાડા.

સીલ (૧૬૨૦) એ નેત્રવતી નદીને કાંઠે આ મહાલનો મુખ્ય કસ્બો છે.

તે આડ બંદર છે. તેના દરીઆ કિનારા પાસેથી પરવાળાં જડે છે. ગામમાં વહીવટદારની કચેરી છે. અહીં સકરકંદ (રતાળુ)ની પેદાશ બહુ થાય છે. ઝરીઆવાડામાં ગુજરાતી નિશાળ છે. આજક અને મેખડી પાસે મધ્યઘેડ કહેવાય છે, ત્યાં ચોમાસામાં પાણી ઘણું ઉંડું રહે છે; અને ઘણા માસ ટકે છે, તેથી તેનો દેખાવ મોટા સરોવરના જેવો થઈ રહે છે. ત્યાં જુદી જુદી જાતનાં સુંદર પક્ષીઓ આવે છે.

વિશેષ હકીકત—આ મહાલ ઘેડમાં દરીઆ કિનારે આવેલો છે. ઘેડની જમીન દરીઆની સપાટી કરતાં નીચી હોવાથી ૬–૭ માસ સુધી પાણી ભર્યું રહે છે. તેમાં લોહાની ગાંઠો પાણી નીચે થાય છે, અને ઉપર કુમણુનાં ફળ થાય છે, તે અપવાસમાં ફરાળ તરીકે ખાવામાં આવે છે. ગરીબ લોકો તેને ખોરાક તરીકે ખાય છે.

પેદાશ–સકરકંદ ( રતાળુ ), શેરડી, ચણા, ધાણા અને વાલ.

---

## માંગરોળ તાલુકો.

ગામ–૨૪. વસ્તી–૨૩૪૨૦. ક્ષેત્રફળ–૭૭ ચોરસ મૈલ.

મુખ્ય ગામો–માંગરોળ, લોહેજ, શેપા, અને કાલવાણી.

માંગરોળ—(૧૫૦૬૦) એ કિલ્લાવાળું મોટું શહેર છે; પરંતુ બંદર રસ્તેથી બહુ વેપાર ચાલતો નથી. અહીંઆં વાણીઆની વસ્તી વધારે છે, તેઓ સારા વેપારી અને પૈસાદાર છે. દરવરસે પરદેશથી કમાઇને પુષ્કળ પૈસો લાવે છે. અહીંની જુમામસિદ જોવા જેવી છે, તેને લોકો આણુ જોઠવાની ચોરી કહે છે. શહેરમાં સુખડ ને હાથીદાંતની સુંદર કારિગરીવાળી પેટીઓ ઘણી સરસ થાય છે. અંગ્રેજી ગુજરાતી નિશાળો કન્યાશાળા અને દવાખાનું છે.

વિશેષ હકીકત—આ તાલુકો અહીંના શેખ સાહેબને તાબે છે. તેઓ જુનાગઢ સરકારને ખંડણી ભરનાર તાલુકદાર છે.

માંગરોળ તાલુકાની જમીન ઘણીજ ફળદ્રુપ છે. તેથી ત્યાં ફળ-ફળાદિ બહુ થાય છે, તેમાં કેળાંનો પાક ઘણો થાય છે. માંગરોળથી કેશોદ સ્ટેશન સુધી સડક છે. હાલમાં તેના ઉપર મોટરગાડી ચાલે છે.

પેદાશ—બાજરી, જુવાર, કપાસ, શેરડી અને વાલ.

---

## માળીયા મહાલ.

ગામો—૯૦. વસ્તી—૪૬૪૯૦,

નદીઓ—મેગળ ને વ્રજની.

મુખ્ય ગામો—વેરાવળ, માળીયા, ચોરવાડ, ખોરાસા, ભંડુરી, કુકસુવાડા, આદરી, ડારી, વડોદરા અને જુથળ.

વેરાવળ—(૧૫૧૯૦) એ આરબી સમુદ્રને કિનારે મોટું શહેર છે, અને મોટામાં મોટું બંદર છે. બંદર ઉપર લાકડાનો ફુરજો અને દીવાદાંડી છે, તેથી તેના ઉપયોગીપણામાં વધારો થાય છે. શહેરમાં વેપાર ધમ-ધોકાર ચાલે છે. અહીં તરી અધીકારી ( બંદરના વહીવટદાર ) ની કચેરી અને મુનસફની કોર્ટ છે. માળીઆ ( ૨૯૫૦ ) મહાલનો મુખ્ય કસ્બો છે. અહીં હાટી જાતના ગરાસીઆ લોકો રહે છે તેથી માળીઆ હાટીના કહેવાય છે. આ ગામની કેરી વખણાય છે. મહાલના વહીવટ-દારની કચેરી ને મુનસફની કોર્ટ છે. ચોરવાડ ( ૨૮૮૦ ) એ આરબી સમુદ્રને કિનારે કસ્બો છે. અહીંઆં નાગરવેલનાં પાન થાય છે, તથા ગામનાં હવાપાણી સારાં ગણાય છે, તેમજ બગીચો જોવા જેવો છે, તેમાં મેગળ

નદીમાંથી નહેર વાળીને પાણી પાવામાં આવે છે. ભંડુરી એ ટેકરી ઉપર ગામ છે. કુકસવાડામાં વાલ ( ઓળીઆ ) ની પેદાશ સારી થાય છે.

સ્ટેશનો—માળીઆ, ચોરવાડ અને વેરાવળ.

વિશેષ હકીકત—આ મહાલમાં નાઘેરનો થોડો ભાગ આવેલો છે તેથી જમીન ઘણી ફળદ્રુપ છે. વરસમાં ત્રણ પાક ઉતરે છે, ઊનાળામાં ગુંધળી જુવાર થાય છે. વેરાવળની આસપાસ ધોળી ડુંગળી બહુ સારી થાય છે, તે પરદેશ જાય છે.

---

## ઊના વિભાગ.

કુલ ગામ—૩૫૬. વસ્તી–૧૨૪૯૫૦

રાજ્યના દક્ષિણ તરફના દરીઆ કાંઠા સુધીના મુલકનો આ વિભાગ બનાવ્યો છે. તેમાં ગીર અને નાઘેરના કુદરતી વિભાગો આવેલા છે. ગીરમાંથી નીકળનારી બધી નદીઓ આ પ્રદેશમાંથી વહે છે; તેમજ દરીઆ કિનારો પાસે હોવાથી જમીન ઘણી ફળદ્રુપ છે. તેમાં આંબાનાં વન ઘણાં છે, તેમજ પાણીની છત બહુ છે. ઊનાળામાં જુવારનો પાક થાય છે. બાજરી અને શેરડીની પેદાશ ઠીક થાય છે, ગીરમાંથી ઇમારતી લાકડું, ઘાસ, મધ, મીણ, અને ઘીની પેદાશ ઘણી થાય છે.

---

### પાટણ મહાલ.

ગામ—૮૯. વસ્તી–૨૨૬૪૦.

નદીઓ—હીરણ, કપીલા, સરસ્વતી અને સોમત.

હીરણ, કપીલા અને સરસ્વતી નદીઓ પાટણ પાસે ભેળી થવાથી તેનું

નામ **ત્રિવેણી** પડે છે, ને પવિત્ર ગણાય છે. તે હીરણ્ય નદીમાં શવની ગામ પાસે ૧૦૦ ફૂટ ઉચેથી મોટો ધોધ પડે છે, તે જોવા જેવો છે; ત્યાંથી એક નહેર કાઢવામાં આવી છે, તેને કર્ઝન કનાલ કહે છે.

મુખ્ય ગામો—**પાટણ**, સુત્રાપાડા, લોઢવા કે ગોરખમઢી.

**પાટણ**—( ૮૬૭૮ ) આ શહેરને **પ્રભાસપાટણ** કે **સોમનાથ પાટણ** કહે છે. અહીં આખા હિંદુસ્તાનમાંથી હિંદુ લોકો જાત્રાએ આવે છે. અહીંઆં વાલ ( ઓળીઆ ) બહુ સારા થાય છે, ગામમાં વહીવટદારની કચેરી છે. **સુત્રાપાડા** ( ૨૭૬૦ ) એ સાતપાડા ( મહોલ્લા )નું બનેલું છે. અહીં ચ્યવન ઋષિનો કુંડ તથા સૂર્ય દેવળ છે. ગામમાં દવાખાનું પણ છે. **ગોરખમઢીમાં** ગોરખનાથજીની જુની ગુફા છે, અને તે અતીત બાવાનું ખેરાતી ગામ છે. **ધામળેજ** પાસે મીઠું પકવવાના અગર છે.

જાત્રાનાં ઠેકાણાં—**પાટણ**—**સોમનાથ મહાદેવનું** દહેરૂં ઘણુંજ પ્રખ્યાત છે. અસલના વખતમાં આ દેવળ ઘણું મોટું હતું. તે મુસલમાન પાદ્શાહોએ તોડી નાંખ્યું હતું, તેનું ખંડેર છે. હાલનું દેવળ ઈંદોરની મહારાણી **અહલ્યાબાઇએ** બંધાવ્યું છે. **પ્રભાસક્ષેત્ર**—ત્રિવેણી નદીનો કાંઠો **પ્રભાસ** કહેવાય છે. ત્યાં શ્રીકૃષ્ણે દેહ છોડયો હતો તેથી હિંદુ લોકો તે જગાએ શ્રાદ્ધ સરાવે છે. **પ્રાચી** સુત્રાપાડાથી ૧૦ મૈલને છેટે છે. ત્યાં નદીના કુંડમાં સ્નાન કરી પીપળે પાણી રેડે છે, પછી ત્યાંથી ઉત્તરે થોડે છેટે નદીના કાંઠે પાણીની અંદર **માધવરાયજીની** મૂર્તિ છે, તેનાં દર્શન કરે છે, ત્યારે શ્રાદ્ધ પુરૂં થાય છે. **માગરોળીશાહ** નામે પીરની જગા વેરાવળ ને પાટણની વચ્ચે છે. ત્યાં મુસલમાન લોકોનો મેળો ભરાય છે.

મુખ્ય પેદાશ—કપાસ, જુવાર, વાલ અને શેરડી.

---

# ગીર મહાલ.

ગામો-૫૪, વસ્તી-૧૭૨૧૦, નદીઓ-હીરણ, સરસ્વતી, શીંગવડો, સોમત, મછુંદ્રી, રાવલ અને રૂપેણ. આ બધીનાં મૂળ ગીરમાં છે.

ડુંગરા-આખો મહાલ ડુંગરાનો છે, તેમાં નાના મોટા ૪૫ ડુંગરા છે.

મુખ્ય ગામો—તાલાળા, સાસણ, આંબળાસ, અને મોરૂકા.

તાલાળા—એ મહાલનું મુખ્ય સ્થળ છે. ત્યાં વહીવટદાર અને ફોજદારની કચેરીઓ છે. અહીં દવાખાનું પણ છે, સાસણ ( શાસન ) એટલે શિક્ષા એવો અર્થ થાય છે, કેમ કે અહીંનું પાણી ભારે છે તેથી અગાઉના વખતમાં જેને સજા કરવી હોય તેને અહીં મોકલતા હશે. આંબળાસ. આકોલવાડી ને મોરૂકા એ ગામો છે. તુળસીશ્યામ જાત્રાનું ઠેકાણું છે. ત્યાં ઊના પાણીના કુંડા છે, અને શ્યામજી (શ્રી કૃષ્ણ) મહારાજનું દહેરૂં છે. અહીં શ્રાવણ વદિ અમાસે મોટો મેળો ભરાય છે. અહીંઆંથી પાંચ મૈલને છેટે રાવલ નદીનો મોટો ધોધ પડે છે તેને ભીમચાસ કહે છે.

વિશેષ હકીકત—આ મહાલમાં જંગલોજ છે. પેદાશમાં ઘાસ અને ઇમારતી લાકડું મુખ્ય હોવાથી તેને માટે સરકારે એક જુદો અધિકારી નીમ્યો છે. તે ઇમારતી લાકડાનાં ઝાડોનું રક્ષણ કરે છે, ને નવાં ઝાડો રોપાવે છે. અહીં ઘાસ ચારો બહુ થાય છે તેથી ભરવાડ રબારી વગેરે માલધારી લોકો ઢોરોને ચારવા માટે આવે છે. જ્યાં જ્યાં જંગલ કપાએલું હોય છે, ત્યાં ખેતી થાય છે, તેથી કેટલાંક નવાં ગામો વસતાં જાય છે. આ જંગલમાં કેશવાળીવાળા સિંહ થાય છે. આખા હિંદુસ્તાનમાં બીજી કોઇ જગાએ થતા નથી, તેથી મોટા રાજાઓ અને સહેબ લોકો શિકાર કરવા આવે છે.

મુખ્ય પેદાશ-ઈમારતી લાકડું, ઘાસ, મધ, મીણ અને ઘી.

# ઊના મહાલ.

ગાંમો—૧૫૪. વસ્તી—૬૩૬૮૦.

ડુંગર—નાંદીવેલો. નદીઓ—મછુંદ્રિ, રાવળ અને રૂપેણ.

મુખ્ય ગામો—ઊના, દેલવાડા, કાંધી, દોણ, ગઢડા, સનખડા, ધોકડવા, સામતેર, રોહિસા, સીમર, તડ, ગાંગડા, વડવીઆળા અને ગરાળ.

ઊના—(૬૫૫૦) મછુંદ્રિ નદીને કાંઠે એવડા કિલાવાળું શહેર છે, અહીંની જુમામસિદ જોવા જેવી છે, પીરાણપીરની દરગાએ મુસલમાન લોકો માનતાએ જાય છે. અહીં વહીવટદારની કચેરી તથા મુનસફની કોર્ટ છે. આ સિવાય અંગ્રેજી હાઇસ્કુલ, ગુજરાતી નિશાળ, કન્યાશાળા અને દવાખાનું છે. દેલવાડા (૩૩૭૦) એ મોટો કસ્બો છે, ત્યાં વેપારી લોકોની વસ્તી વધારે છે. નવા બંદરને હમણાં સુધારવાથી ઉપયોગી થયું છે. દોણ પાસે દાણીઆ મહાદેવની જગા છે. ત્યાં ડુંગરની ટેકરી ઉપરથી પાણીની ધાર મહાદેવના બાણ ઉપર પડયા કરે છે. કાંધી, ગઢડા અને સનખડા એ મોટાં ગામો છે.

વિશેષ હકીકત—આ રાજ્યના બધા મહાલો કરતાં આ મહાલ મોટો છે, તે નાઘેરની વચ્ચે આવેલો છે. ગીરમાંથી નીકળનારી નદીઓ આ મહાલમાં વહે છે. જમીન ઘણી રસાળ છે, પાણી બારે માસ અખૂટ અને કુવા છાછરા છે તેથી ખેડુતો એક બળદના રેંટ વડે પાણી કાઢે છે. કોસ કરતાં રેંટ વડે પાણી વધારે નીકળે છે, આ મહાલમાં બારે માસ લીલોતરી રહે છે તથા આંબાનાં વન બહુ છે.

પેદાશ—જુવાર, બાજરી, શેરડી અને તલ.

## બાબરીઆવાડ મહાલ.

ગામો—૫૧. વસ્તી—૨૧૪૨૪. ક્ષેત્રફળ—૧૭૪ ચોરસ મૈલ.
નદીઓ—ધાતરવાડી, ઝોલાપરી, ઘેળાદરી, રાયડી અને રૂપેણ.
ડુંગરો—દત્તાધાર, લોહર અને શાણો. બંદર—ભેરાઇ, એ આડ બંદર છે.
મુખ્ય ગામો—ભેરાઇ, નાગેશરી, ગાધકડા, કોટડી, ને ટીંબી.

**ભેરાઇ**—(૧૫૩૦) આ મહાલનો મુખ્ય કસ્બો છે; ત્યાં મીઠાના અગરો છે તેમાં ઘણું મીઠું પાકે છે તેથી આખા રાજ્યમાં જોઇએ તેટલું મોકલવામાં આવે છે, અને બીજાં રાજ્યોને વેચવામાં આવે છે. મહાલનો થાણદાર અહીં રહે છે. તે સરકારી ખાલસા ગામોના વહીવટદારનું કામ પણ કરે છે. **નાગેશરી** (૨૧૦૦) રાયડી નદીને કાંઠે છે, તેનું જુનું ખંડેર સામે કાંઠે છે. **માણસા** પાસે **શાણાના** ડુંગરામાં કોતરી કાઢેલાં ભોંયરાં જોવા જેવાં છે. **ગાધકડા** (૧૫૯૦) ફુલજર નદીને કાંઠે કિલ્લાવાળું ગામ છે. તે જુનાગઢથી અગ્નિ કોણમાં ૮૪ મૈલને છેટે ભાવનગર સંસ્થાન વચ્ચે એકલું આવેલું છે. અહીંઆ **નાગજી મહારાજ** નામે પ્રખ્યાત જોશી થઇ ગયો છે. તેના ચોમાસાના વર્તારા ઘણા વખણાય છે. **ટીંબી** (૧૩૯૦) રૂપેણ નદીને કાંઠે ત્રણ ટેકરા ઉપર જુદું જુદું વસેલું ગામ છે.

વિશેષ હકીકત—આ મહાલમાં બાબરીઆ કાઠી લોકો રહે છે. ઘણાં ગામોના તેઓ મૂળ ગરાસીઆ છે, તેથી આ મહાલને **બાબરીઆવાડ** કહે છે. મુખ્ય પેદાશ—ઘી, તેલ, બાજરી અને શેરડી.

---

### હવા ખાવાનાં ઠેકાણાં.

૧ વેરાવળ. ૨ ચોરવાડ. ૩ માંગરોળ.

## જાત્રાનાં મુખ્ય ઠેકાણાં.

૧ ગીરનાર—નેમનાથ ભગવાનનું દહેરૂં છે ત્યાં શ્રાવક લોકો જાત્રાએ આવે છે. અંબાજી ગોરખનાથ, દત્તાત્રેય વગેરે જાત્રાનાં

ઠેકાણું છે, ત્યાં હિંદુ લોકો જાત્રાએ આવે છે. દાતાર જમીયલશાહ પીરનો ચિલ્લો છે; ત્યાં હિંદુ મુસલમાન બન્ને માનતાએ આવે છે.

૨ વંથળી–શીતળનાથનું દહેરૂં છે, ત્યાં જૈન લોકો જાત્રાએ આવે છે. સુરજકુંડ એ જુનો કુંડ છે- ત્યાં લોકો નહાવા જાય છે. એ સિવાય કપિલાશ્રમ, વામનજીની જગા વગેરે સ્થળો આવેલાં છે.

૩ પાટણ–સોમનાથ મહાદેવનું દહેરૂં છે, ત્યાં હિંદુઓ દર્શન કરવા સારૂ આખા હિંદુસ્તાનમાંથી આવે છે. પ્રભાસક્ષેત્ર–ત્રિવેણી નદીને કાંઠે હિંદુ લોકો શ્રાદ્ધ સરાવે છે. દેહોત્સર્ગ–આ જગ્યાએ કૃષ્ણ ભગવાને દેહ છોડયો હતો, તેથી હિંદુ લોકો આ જગાને પવિત્ર માને છે, અને ત્યાં નહાય છે.

૪ પ્રાચી–કુંડ તથા પીપળો છે. અહીંઆં લોકો પીપળે પાણી રેડે છે.

૫. તુલસીશ્યામ–શ્યામજી ભગવાનનું દહેરૂં છે, તથા ઊના પાણીના કુંડો છે. અહીં શ્રાવણ વદિ અમાસે મોટો મેળો ભરાય છે.

---

## વખણાયલી વસ્તુવાળાં શહેરો.

| | |
|---|---|
| ૧ જુનાગઢ–ધોળો પત્થર. | ૨ વંથળી–તાંબા પીતળનાં વાસણો. |
| ૩ માળીઆ–કેરી. | ૪ વેરાવળ–ડુંગળી. |
| ૫ ધેડ–ઘઉં, ચણા ને ધાણા. | ૬ નાઘેર–જુવાર ને બાજરી. |
| ૭ ગીર–ઇમારતી લાકડું, મધ, મીણ ને ઘી. | ૮ ગીરનાર–વાંસ. |
| ૯ સીલ–રતાળુ (સકરકંદ) ને ગોળ. | ૧૦ ભેસાણ, ધામળેજ–મીઠું, |
| ૧૧ ખોરાસા–ગોળ. | ૧૨ કુતિઆણા–દેશી વણાટ. |
| ૧૩ ઊના–ઓછાડ. | ૧૪ પાટણ–વાલ ને પાપડી. |